૪૨૪૫





# શત મૂર્ખો.

( મૂરખના લક્ષણના સો દોહરા. )

સર્વ લોકના ઉપયોગને માટે.

---

બનાવનાર એક બ્રાહ્મણ.

સુધારો વધારો કરી.

છપાવનાર.

## મ. કા. રા. ધોરાજી.

બાળરત્ન હોફીસ.

---

## અમદાવાદ.

મામાની હવેલી મધ્યે યુનાઇટેડ પ્રિન્ટિંગ એન્ડ

જ૦ એ૦ કં૦ "લિમિટેડ"ના પ્રેસમાં

રણછોડલાલ ગંગારામે છાપી.

---

કીમત ફક્ત એક આનો.

સુજ્ઞ ગ્રાહકો ? જરૂર લો.



એક વખત ભેટ લઈ ખુશી પામ્યા.

# પ્રસ્તાવના.

---

આ પુસ્તક અતિ ઉપયોગી, આમાંના દોહરા મોઢે કરવા લાયક છે આ લક્ષણમાંનું કોઈ પણ લક્ષણ જેને હોય, અને છોડી દેવું. એવી મતલબથી આ પુસ્તક લખ્યું છે.

આ પુસ્તક કોઈ વીપ્રે બનાવી શંઘવી છબીલદાસ ગીરધરને છપાવા માટે આપ્યું, તેમણે મને આપ્યું. મેં સુધારો વધારો કરી છપાવ્યું છે. તેથી તે વિપ્રનો અને શંઘવી છબીલદાસ ગીરધરનો ઉપકાર માનુંછું. તથાસ્તુ.

# મૂરખના લક્ષણના સો દોહરા.

મૂરખ માથે શિંગડાં, નહીં નિશાની હોય;
સાર અસાર વિચાર નહીં, જન તે મૂરખ જોય. ૧

કરી ભરૂસો કર્મનો, કહે થશે થાનાર;
આપ તજે ઉદ્યોગને, તે મૂરખ સરદાર. ૨

જે વસ્તુ જાતી રહી, એનો શોક અપાર;
કરે સદા સંભારીને, એ મૂરખ સરદાર. ૩

કરે વિચાર કર્યા વિના, અવસર વિરૂદ્ધ ઉચ્ચાર;
સમર્યાનું સમજ્યા નહીં, એ પણ એક ગમાર. ૪

જે જેની જીભી થકે, નીકળે સદા નકાર;
તોપણ માગે તે કને, એ મૂરખ સરદાર. ૫

ભૂતળમાં ભુંડાઈ, ભરે ભલો ભંડાર;
માને મરડાતો ફરી, એ મૂરખ સરદાર. ૬

વાદ કરે વિદ્યા ભણી, જાણે નહીં નિજસાર;
માગી મરડાતો ફરે, એ મૂરખ સરદાર. ૭

માત પિતા ભડ ભાઈશું, તુંતેં કરે તકરાર;
કહ્યું ન માને કોઇનું, એ મૂરખ સરદાર. ૮

વ્યસની કેરા વચનમાં, આણીને ઈતબાર;
વખત ગુમાવે વાટમાં, એ પણ એક ગમાર. ૯

નિજ દુર્ગુણ દેખે નહીં, પરનિંદા પર પ્યાર;
છિદ્ર ઉઘાડે અવરના, એ પણ એક ગમાર. ૧૦

સારૂં નરસું શોધીને, લીએ ન સાર અસાર;
ગોળ ખોળ સરખા ગણે, એ મૂરખ સરદાર. ૧૧

છત જાજી ઘરમાં છતાં. નામ ધરે નાદાર;
કૃપણપણું પોતે કરે, એ મૂરખ સરદાર. ૧૨

ઘર ધણીઆણીથી લડે, બાળી દે ઘરબાર;
વીમાસણુ વળતી કરે, એ મૂરખ સરદાર. ૧૩
વિખનું જોવા પારખ્યું, લે મૂરખ લગાર;
સાપજ ગોડસે જશે, એ મૂરખ સરદાર. ૧૪
વાત ન જાણે વૈદની, અનુભવ નહીં લગાર;
વૈદ બની વૈદુ કરે, એ મૂરખ સરદાર. ૧૫
નિઃશંશય ઉત્તર મળે, તોય કરે તકરાર;
વ્યર્થ વાદ વળતો વદે, એ પણુ એક ગમાર. ૧૬
મનમાં જાણે સર્વથી, હુંજ ઘણો હોશીયાર;
પછી ન પૂછે કોઇને, એ મૂરખ સરદાર. ૧૭
કામી ક્રોધી શું કરે, વ્યસન શું વ્યહવાર;
સંગ ન કીધો સંતનો, એ પણુ એક ગમાર. ૧૮
જેની સોબતથી થયું, અતિ દુઃખ અપાર;
વળતો તેની સાથે વદે, એ પણુ એક ગમાર. ૧૯
સહજ વાતમાં સર્વ પર, ખોટો રાખે ખાર;
વૈર વધારે વિશ્વમાં, એ પણુ એક ગમાર. ૨૦
ટટો ટુંકો થાય તો, કરે વિસ્તારી વાત;
લડાઇથી લાજે નહીં, એ પણુ એક ગમાર. ૨૧
ઓસડ ન કરે આળસુ, સોઝ તણો સરદાર;
વિમાસણુ વળતી કરે, એ મૂરખ સરદાર. ૨૨
પરદેશીનું પારખું, લીધું નહીં લગાર;
ઓસડ કરે અજાણુનું, એ મૂરખ સરદાર. ૨૩
કરી ન પાળે એક દિન, વળતી કરે વિચાર;
વાંક દે બહુ દૈવને, એ પણુ એક ગમાર. ૨૪
વાદે નાણું વાપરે, આપે બની ઉદાર;
કરજ કર્યાનો ડર નહીં, એ મૂરખ સરદાર. ૨૫

વિદ્યા ધન વિશ્વેશ્વરે, આપ્યું અપરંપાર;
ખાધું નહીં ખરચ્યું નહીં, એ એક પણ ગમાર. ૨૬
ચોવટ કીધી ચોકમાં, બેશીને બહુ વાર;
પરમારથ પ્રીછ્યો નહીં, એ મૂરખ સરદાર. ૨૭
ભવસાગરમાં ભટકી, ભર્યા કરમ કોઠાર;
સ્વાર્થમાં સમજ્યો નહીં, એ પણ એક ગમાર. ૨૮
ખેલ કર્યા બહુ ખંતથી, જાણે નહીં જમમાર;
ભભકો રાખ્યો ભગતનો, એ પણ એક ગમાર. ૨૯
ઉંચાકુળમાં અવતરી, નીચ થાય નરનાર;
બટ્ટો દે માબાપને, એ મૂરખ સરદાર. ૩૦
પર નારીની પ્રીતથી, ખાંતે મળે ખુવાર;
જર જશને જોબન ખુવે, એ પણ એક ગમાર. ૩૧
કઠણ જનનાં કાળજાં, કાપે જેમ કટાર,
વેર વધારે વિશ્વમાં, એ મૂરખ સરદાર. ૩૨
લુચ્ચા ચોર લબાડને, આપે અંગ ઉધાર;
વિમાસણ વળતી કરે, એ મૂરખ સરદાર. ૩૩
જૂઠા બોલો જગતમાં, જાણે સૌ નરનાર;
વિશ્વાસે વળગ્યો રહે, એ પણ એક ગમાર. ૩૪
ઉદ્યમ ન કરે આળસુ, બેઠો રહે ઘરબાર;
આશા રાખે અવરની, એ મૂરખ સરદાર. ૩૫
પરણી નારી પરહરી, પરઘર રાખે પ્યાર;
લાજ ગુમાવી લોકમાં, એ પણ એક ગમાર. ૩૬
પક્કા પાખંડી તણો, પણ રાખે અતિ પ્યાર;
દામ ખાઈ દુખીઓ બને, એ મુરખ સરદાર. ૩૭
વીરૂદ્ધ દીસે વિશ્વમાં, એમ સૂજે શણુગાર;
અપજશથી ડરે નહીં, એ પણ એક ગમાર. ૩૮

ઉપજ ખરચનો આંકડો, શોધે નહીં ગમાર;
વણ લેખે ધન વાપરે, એ મૂરખ સરદાર. ૩૯
કંઈ સ્વાર્થ સાધ્યા પછી, કરે સ્નેહીનો સંહાર;
થોભ ન રાખે લોભનો, એ મૂરખ સરદાર. ૪૦

છેતરવા જન જાતને, હીકમત કરે હજાર;
નીતિની રીતી તજે, એ મૂરખ સરદાર. ૪૨

પાછળ જેના પંડને, સૌ કરે ધીકાર;
એવાં જેનાં આચરણ, તે મૂરખ સરદાર. ૪૩
ઉદ્યમને અળગો કરી, જઈ રમે જુગાર;
ખચે ધન એમાં થકી, એ મૂરખ સરદાર. ૪૪

ભેખ ધરે બહુ ભાતના, ચાહે સ્વર્ગ સંસાર;
પેટ ભરે પાપે કરી, એ મૂરખ સરદાર. ૪૫
જોતાં કૈક જાતા રહ્યા, જન જમદ્વાર હજાર;
તોય ન ચેત્યો ચિત્તમાં, એ મૂરખ સરદાર. ૪૬

વૃધ્ધપણે પરણે સહી, નાની સરખી નાર;
વળતો હેરે વળી હેરાએ, એ મૂરખ સરદાર. ૪૭
પ્રભુ કરૂણાથી પૃથ્વી પરે, થઈ બેઠો સુબેદાર;
આશા ન રાખે અવરની, એ મૂરખ સરદાર. ૪૮

ખેતર વાવી ખાંતશું, બેઠો રહે બજાર;
રખવાળું રાખે નહીં, એ મૂરખ સરદાર. ૪૮

ઉજડ વાટે એકલો, જોખમ લઈને જાય;
વળી અસુરો તે વળે, એ મૂરખ સરદાર. ૫૦

રોગ વિનાનો રાંક નર, ધાતુ ખાય ધરાર;
ભારે પીડા ભોગવે, એ મૂરખ સરદાર. ૫૧

નામ ન જીભે રામનું, સાધ્યું નહીં લગાર;
વખત ગુમાવે વાદમાં, એ મૂરખ સરદાર. ૫૨

અક્ષર એક ન આવડે, ઉર અભિમાન અપાર;
જગમાં તેને જાણવો, એ મૂરખ સરદાર. ૫૩
પોતે જઈ પરદેશમાં, ઉદ્યમ કરી અપાર;
સંપતી સોંપે અવરને, એ પણ એક ગમાર. ૫૪
વેહેમ ભરી વાતો વડી, બહુ બહુ બકતો જાય.
શિખામણ નહીં સાંભળે, એ મૂરખ સરદાર. ૫૫
આળો કરી અજાણની, ગાળ ખાય ગમાર;
હિંમત કરે હરામની, એ મૂરખ સરદાર. ૫૬
ચોરી કરવા ચોરને, રાખે થઈ સરદાર;
ગુના છુંપાવે ગામના, એ પણ એક ગમાર. ૫૭
પંડિત જનનું પારખું, પામે નહીં લગાર;
મૂરખમાં વાસો કરે, એ મૂરખ સરદાર. ૫૮
ધન ઉદ્યમ ઘરમાં છતાં, તજી તરૂણી નાર;
વાસો કરે વિદેશમાં, એ મૂરખ સરદાર. ૫૯
નાનો જાણી નાગને, અગન તણો અંગાર;
અળગો ન કરે આળસુ, એ મૂરખ સરદાર. ૬૦
કારીગરીના કામને, જાણે નહીં લગાર;
ડોળે બહુ ડાહ્યો થઈ, એ મૂરખ સરદાર. ૬૧
માન નહીં મોબત નહીં, વળતો વારંવાર,
વણ કામે વળગ્યો રહે, એ મૂરખ સરદાર. ૬૨
તોલ નહીં જ્યાં ટાંકભર, બોલે વિના કારણ;
વણ પૂછ્યે વાતુ વદે, એ મૂરખ સરદાર. ૬૩
અંધારે જઈ આથડે, ઉજડ ઘરમોઝાર;
દીપક ન કરે દામનો, એ પણ એક ગમાર. ૬૪
સંકટ દેખી સ્નેહીનો, રોઈ કરે પોકાર;
ભાગીને ભમતો ફરે, એ પણ એક ગમાર. ૬૫

માલ તજી મીઠાઇનો, વખની ભરે વખાર;
મૂરખ મન સમજ્યો નહીં, એ મૂરખ સરદાર. ૬૬
વારે વારે વાતમાં, ખૂટે ખુટણહાર;
બોલે બંધ નહીં કશો, એ મૂરખ સરદાર. ૬૭
આશા રાખે અવરની, મનમાં મોહ અપાર;
ખરચ કરે બહુ ખાંતથી, એ મૂરખ સરદાર. ૬૮
જમણવારમાં જઇને, અદકો કરે આહાર;
પડ્યો રહે પછી ગામમાં, એ મૂરખ સરદાર. ૬૯
કુડા કરવા કર્મની, હીંમત કરે હજાર;
ચોરી જારી ચાડીઉ, એ મૂરખ સરદાર. ૭૦
પરદેશીને પ્રેમથી, સોંપે જઈ ઘરબાર;
ઘેલો થઈ ફરતો ફરે, એ મૂરખ સરદાર. ૭૧
હાંશી હલકી નાર શું, હશી કરે વ્યભિચાર;
દંડ ભરે દરબારમાં, એ મૂરખ સરદાર. ૭૨
વાંધો લઈ જે વાતમાં, જઈ ચડે દરબાર;
અમલદારમાં આથડે, એ મૂરખ સરદાર. ૭૩
હરખે માંડે હાટશું, આપે માલ ઉધાર;
ઉઘરાણીનો આળસુ, એ મૂરખ સરદાર. ૭૪
લેણા દેણા તણો, કદી કરે નહીં નિસ્તાર;
ત્રુટે તે ખાંતે કરી, એ મૂરખ સરદાર. ૭૫
જોબન ખોયું જોરમાં, વૃથ કર્યો વ્યહવાર;
જાણ્યા નહીં જુગદીશને, એ મૂરખ સરદાર. ૭૬
પરનારીની પ્રીતથી, વણ વાંકે દે માર;
પરણી નારી પરહરી, એ મૂરખ સરદાર. ૭૭
ખાતાં પીતાં ખરચતાં, ન કરે કશો વિચાર;
મનની ચાલે મરજીએ, એ મૂરખ સરદાર. ૭૮

ખરચ વધારે ખાંતથી, આળસ અંગ અપાર;
ભાગે તે ભૂખે મરી, એ મૂરખ સરદાર. ૭૯
નારી વશ થઈ નાવલો, કુ વચન ચહે અપાર;
ક્લેશ કરે કુટુંબ શું, એ મૂરખ સરદાર. ૮૦
વારે વારે વાદથી, બકતો ચાલે બહાર;
ભુંડું બોલે ભાખતાં, એ પણ એક ગમાર. ૮૧
અંધારાંમાં એકલો, પેરે નહીં પેંજાર;
ઉજડ વાટે આથડે, એ પણ એક ગમાર. ૮૨
રાડ પડે રણમાં ચડે, હાથ ન લે હથિઆર;
મરે ન મારે કોઇને, એ મૂરખ સરદાર. ૮૩
બ્રાહ્મણ ગાય ગરીબની, વેગે ન કરી વાર;
ક્ષત્રીવટ ખોઈ ખરી, એ મૂરખ સરદાર. ૮૪
કોટી ધન કહેવાય જે, વાણ તણો વેપાર;
જતન ન રાખ્યું જીવનું, એ પણ એક ગમાર. ૮૫
પોતા કેરા પુત્રને, નાની મોટી નાર;
પરણાવે પ્રીતે કરી, એ મૂરખ સરદાર. ૮૬
રાજા થઈ રીઝયો નહીં, હુકમ કર્યા હજાર;
રાવ ન સુણી રંકની, એ મૂરખ સરદાર. ૮૭
ખરા વિચારની મરજીએ, ચાલે નહીં ચંડાળ;
પાછળથી પસ્તાય છે, એ મૂરખ સરદાર. ૮૮
કાગ બરાબર હંસને, રાખે હારોહાર;
પામર ન કરે પારખું, એ મૂરખ સરદાર. ૮૯
સંપ કરી શત્રુ તણો, વળી કરે વ્યભિચાર;
ખાધા ખવરાવા તણો, એ પણ એક ગમાર. ૯૦
પાડોશીને વઢાડી, ગમત કરે હજાર;
પ્રીછે નહીં પરિણામને, એ પણ એક ગમાર. ૯૦

વિનતા કેરી વાતમાં, આણીને ઇતબાર;
કલેશ કરે કુટુંબમાં, એ પણ એક ગમાર. ૯૨
માન તજી મોટપ તજી, માત પિતા ઘરબાર;
સંપ કરી રહે સાસરે, એ મૂરખ સરદાર. ૯૩
પરનારી લેઈ પરહરે, ગામ તજી ગમાર;
ભીખ માગી ભમતો ફરે, એ પણ એક ગમાર. ૯૪
પોતા કેરા પંડને, વખાણે વારંવાર;
લીધાથી લાજે નહીં, એ મૂરખ સરદાર. ૯૫

**मावापनी श्रेवा न करे ते बहुज गमार. ९६**
**उमरमां विद्या न भणे ते मूरख. ९७**
**भणे पण गणे नहीं ते गमार. ९८**
**पण सौथी वधारे मूरख कयो ? ९९**
**आ शिखामण वांची ध्यानमां न राखे ते. १००**



કુટુંબમિત્ર. **જાહેર ખબર.** સ્ત્રીકેળવણી.

**પદ સંગ્રહ**—પુસ્તક મારા તરફથી બહાર પડશે. અતિ ઉપયોગી વાંચવા લાયક પુસ્તક થશે—પદ, ધોળ, ગરબી વગેરે છપાશે. આ પુસ્તક અતિ ઉપયોગી છે. દરેક માણસે પોતાની લાઇબ્રેરીમાં રાખવા લાયક છે મત બહુ સારા મળ્યા છે. વગેરે વખાણ કરવાની જરૂર નથી. કીંમત બહુ સસ્તી એટલે રૂ૦-૪-૦ આગળથી નામ નોંધાવનારને રૂ૦-૩-૬ પડશે. આગળથી રાખનારનાં મુબારક નામ નોંધાશે. જોઇએ તેમણે નીચેને સીરનામે તાકીદથી લખવું. મારા તરફથી બીજાં ઉપયોગી પુસ્તકો બહાર પડશે. તે મળવાના ગામના નામ. ભાવનગર, સિહોર, પાલીતાણા, લાઠી, ખાખી, જાળીઆ, ધોરાજી, જામસાહેબના કંડોરડા, ભીંગરાડ વગેરે.

(સહી) **મ૦ કા૦ રા૦**

ઠેકાણું—નવી દાણાપીઠ રાજ્યગોર શંભુપ્રસાદ
રામજીની દુકાન.



## સ્ત્રી કેળવણીનાં થોડાં વાક્યો.

"છોકરાં ઉપર માની અસર ઘણીજ થાય છે. માતાની માનસીક અને દૈહિક ખામીઓ છોકરામાં" આવેછે ! આગળના ઘણા પ્રખ્યાત પુરૂષો થઈ ગયા, અને હાલના થાયછે, તે માનસિક અને દૈહિક શક્તિવાળી માતાને પેટે અવતરેલા છે. માટે પિતાના કરતાં માતાની અસર છોકરાં ઉપર વધારે થાયછે. એ સિદ્ધ છે.

આ સ્ત્રી કેળવણીનું પુસ્તક લખાયછે. જેમને જોઇએ તેમણે નામ નોંધાવવાં; નાટપેટ કાગળો લેવામાં આવશે નહીં.

રા૦ મ૦ કા૦

નવી દાણાપીઠ શંભુપ્રસાદ રામજીની દુકાન.

